बहिर्मुखता समजावनार अ

श्रीमदाचार्यचरणे स्वपुत्रोने ... शेली

# शिक्षासार्धत्रयश्लोकी

18-5-1922

श्रीद्वारिकेशजीकृतसंस्कृतटीका तथा तेना गुजराती
अनुवाद साथे
तथा
श्रीहरिरायजी दर्शावेल बहिर्मुखतानुं स्वरूप
अने
बहिर्मुखतानिवारण करवाना उपायो.

---

श्रीजीवनाचार्यपुष्टिसिद्धान्तकार्यालयथी, श्रीजीवनाचार्यात्मज श्रीरणछोडलालजी महाराजना निदेशवर्ती, शास्त्री चिमनलाल अने शास्त्री हरिकृष्णए संशोधी–अनूदी–मुद्रापी–प्रकाशी.

---

मूल्य रु. ०–२–६.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
પ૨૯૨:૮૨

## उदाहार.

-:०:-

श्रीमदाचार्यचरण संन्यस्त लइ काशी पधार्या, त्यां श्रीगोपीनाथजी श्रीगुंसाइजी सकुटुंब ससेवक दर्शनार्थ पधार्या. दण्डवत् करी विनति करी के अमारुं शुं कर्तव्य ?

श्रीमदचार्यचरणे सार्धत्रयश्लोकमां ज स्वपुत्रोने शिक्षा कही. अपूर्व शिक्षारत्नो अर्प्यां. स्ववंशमां आ चार बहिर्मुखतानां लक्षणो प्रवेश न करे अने आ उपदेश तद्द्वारा सेवकोमां प्रसरे ए हेतुथी आ सार्धत्रयश्लोकी उपदेशी अने प्रभुए तेमां प्रकट थइ साक्षी पुरी.

(१) **बहिर्मुखता थवामां मुख्य चार कारणो छे, अन्याश्रय, असमर्पितवस्तुभाग, असदालाप, दुःसंग.** आ चारथी अवश्य सावधान रहेवुं, जो आ चार पैकी एक पण थइ जाय तो बहिर्मुख थइ जवाय. बहिर्मुखे करेली सेवा प्रभु ना ज स्वीकार. एटलेथी पण ना अटके, बहिर्मुखनुं कालप्रवाह भक्षण करी जाय, माटे आ चारथी दूर रहेवुं. प्रभुसन्मुख हंमेशां रहेवुं. आ एक शिक्षा थई.(२) प्रभुमां लौकिकभाव न करवो (३) प्रभुमां अस्मद्भावित अलौकिक भाव ज राखवो, ते ज भाव प्रभुप्रसन्न करवामां उपयुक्त छे. (४) सर्वथा सर्वभावथी सेवा करवी. आ चार शिक्षा सार्धत्रयश्लोकीथी उपदेशी. प्रभुए तेज समये प्रकट थइ दोढ श्लोक उपदेश्यो. आ दोढ श्लोकमां पुष्टिमार्गीय स्वरूप आंक्युं. ब्रह्मास्त्रचातकन्याये जो श्रीगोपीजनवल्लभमां **विश्वास** होय तो जरुर कृतार्थ करी दे. विश्वास ज मुख्य साधन छे. जो साधनबल त्यजी विश्वासनुं ज अवलंबन करे तो शरणादिथी आरंभी स्वाश्रयदानपर्यन्त सर्व फल प्रभु ज सिद्ध करी दे.

दोलोत्सव,
सं. १९७८.

**शास्त्री चिमनलाल, शास्त्री हरिकृष्ण.**

श्रीकृष्णाय नमः ।

# श्रीशिक्षापद्यानि

## श्रीहरिकेशकृतटीकया समलङ्कृतानि.



श्रीमद्वल्लभपादाब्जद्वयं हृदि सुशीतलम् ।
निधाय शिक्षापद्यानि विवरिष्ये यथामति ॥ १ ॥

अत्रैवमाख्यायिका । कदाचित् श्रीमदाचार्यचरणैरडेलग्रामे वसद्भिर्भगवदाज्ञात्रयानन्तरं '*यदा कर्मविपाकेषु लोकेषु निरयात्मसु । विरागो जायते सम्यङ् न्यस्ताग्निः प्रव्रजेत्तत' इत्याद्येकादशस्कन्धोक्त प्रकारेण सकलशास्त्राविरोधित्रिदण्डसंन्यासः कर्तुं विचारितः । तत्र च भार्याज्ञापेक्षिता । ततश्च मुहुर्याचनेपि भार्यादिभिराज्ञाया अदाने शीघ्रं स्वपर्णशालाज्ज्वालनं कृतम् । तदाग्न्युपद्रवं दृष्ट्वा निर्गच्छत शीघ्रं निर्गच्छतेति उक्ते करककौपीनौ गृहीत्वा निर्गताः संवत् १५८७ ज्येष्ठकृष्णदशम्याम् । ततोग्निरपि शान्तः । ततो यथाविधि संन्यासं गृहीत्वा अडेलग्रामात् काश्यामागताः । पूर्वाज्ञाद्वयस्य देहदेशपरित्यागौ पाक्षिकदोषपरिहारेण कर्तुं मासमात्रमनशनं कृतवन्तः, दिनाष्टकं मौनव्रतञ्च । तदा श्रीगोपीनाथाः श्रीमत्प्रभुचरणाश्च ससेवकाः सकुटुम्बाः श्रीमदाचार्यचरणानां दर्शनार्थमडेलग्रामात् काश्यामागत्य श्रीमदाचार्यचरणान् दृष्ट्वास्माभिः किं कर्तव्यमिति प्रार्थितवन्तः । तदा भाषणस्य त्यक्तत्वात् श्लोकत्रयं सार्धं लिखित्वा श्रीमत्प्रभुचरणेभ्यो दत्तवन्तः । तदत्र सार्धपद्यत्रयं शिक्षासार्धत्रयश्लोकीति ख्यातं तद्व्याकरोमि ।

---

* ११-१८-१. १ विधिना. पाठः

तथा हि । अथ श्रीमदाचार्यचरणाः श्रीमत्प्रभुचरणानुद्दिश्य स्वकीयं निगूढं सिद्धान्तं निजजनान् शिक्षयितुमुपादिशन्ति यदा बहिरिति ।

यदा बहिर्मुखा यूयं भविष्यथ कथञ्चन ।
तदा कालप्रवाहस्था देहचित्तादयोऽप्युत ॥ १ ॥
सर्वथा भक्षयिष्यन्ति युष्मानिति मतिर्मम ॥

अस्मिन्मार्गे बाहिर्मुख्यं मुख्यो दोषः । तच्चानेकधा भवति, परं तत्र कारणचतुष्टयं मुख्यम् । अन्याश्रयासमर्पितवस्तुभोगासदालापासत्सङ्गरूपम् । तदेतत्सर्वं हृदि कृत्वाहुः कथञ्चनेति । येनापि प्रकारेण यदा यूयं भगवतो बहिर्मुखा भविष्यथ तदा कालप्रवाहस्था देहचित्तादयोऽप्युत युष्मान् सर्वथा भक्षयिष्यन्ति, मे मतिरित्येवेत्यन्वयः । यदा यस्मिन्काले, तेन सदा भगवत्साम्मुख्येन स्थातव्यमिति शिक्षा कृता । अन्यथात्वे बाधकमाहुस्तदेति । तस्मिन्नेव समये युष्माकं देहचित्तादयो *भगवच्चरणामृतचरणरेणुसंपादिता अपि कालप्रवाहस्था भविष्यन्ति । उतेति वितर्कयामहे । अतोऽपि विशेषबाधकमाहुः सर्वथेति । सर्वैः प्रकारैर्युष्मान् भक्षयिष्यन्ति स्वान्तः पातयिष्यन्ति, युष्मान् भगवदीयानपि जीवान् कालप्रवाहस्थान् करिष्यन्ति । इदं महद्बाधकम् । अत्र स्वमतिं प्रमाणत्वेनाहुरिति मतिर्ममेति । ननु सेवा तु क्रियत एव तयैव सर्वं सेत्स्यति किं बाहिर्मुख्येनेत्याशङ्क्य प्रमेयमाहुर्न लौकिकः प्रभुरिति ।

न लौकिकः प्रभुः कृष्णो मनुते नैव लौकिकम् ॥ २ ॥
भावस्तत्राप्यस्मदीयः सर्वस्वश्चैहिकश्च सः ।

कृष्णः फलात्मा प्रभुः सर्वकरणसमर्थो लौकिको न भवति,

---

* भगवच्चरणरेणुसंपादिता इतिपाठः

अतो लौकिकं बाहिर्मुख्येन कृतं सेवनं न मनुते। न तस्य बहिर्मुखजनकृतसेवापेक्षास्ति। ननु भावसहितसेवापेक्षा तु भविष्यतीत्याशङ्क्य साधनमाहुर्भावस्तत्रेति। तत्रापीति भावयुतसेवायामपि। अस्मदीयः अस्मद्भावित एव भावो भगवत्प्रसादस्य साधनमलौकिकत्वात्। स भावः कीदृशो भविष्यतीत्याशङ्क्य स्वकीयं भावमाहुः सर्वस्व इति। *ईश्वरस्य सर्वस्वम्। चकारेण सर्वपरमपि, ऐहिक इति इह लोके भवः पदार्थः। चकारेण पारलौकिकः स प्रभुरिति।

परलोकश्च तेनायं सर्वभावेन सर्वथा ॥ ३ ॥
सेव्यः स एव गोपीशो विधास्यत्यखिलं हि नः ॥ ३½॥

इति श्रीमदाचार्योक्तशिक्षापद्यानि.

परलोकः स्वर्गादिः। चकारेणायं लोकस्तेन भगवतैव नान्येन। एतावत्युक्ते भगवानाविर्भूतस्तदा भगवन्तं प्रदर्श्य सेवाफलरूपमाहुरयमिति, परिदृश्यमानो भगवान् स एव गोपीशः, यो गोपीनां मदमानयोर्जातयोस्तिरोभूय गोपीस्तनूः कृतवान्। दैन्याविष्कारे आविर्भूय गोपीनामीशः पालको जातः। अतः सर्वथा सर्वैः प्रकारैः 'श्रद्धाऽमृतकथायां मे' इति सन्दर्भोक्तेन सर्वभावेन पतिपुत्रादिभावेन सर्वेषामिन्द्रियाणां भावेन क्रियया निरोधलक्षणोक्तया वा सेव्यः, कायवाङ्मनोभिर्भजनीयः। एवं क्रियमाणे नोऽस्माकं सर्वथा प्रपन्नानां स एव गोपीशः अखिलं शरणादारभ्य स्वाश्रयसम्पादनपर्यन्तं विधास्यति करिष्यति। एवञ्चात्र बाहिर्मुख्यं कदापि न कर्तव्यं, सदा भगवत्साम्मुख्येन स्थातव्यमित्येका शिक्षा। प्रभौ लौकिकभावो न कर्तव्य इत्यपरा। भावोप्यसमत्संबन्धी विधेय इत्यन्या। सर्वथा सर्वभावेन

---

* सर्वं स्वस्य ( आत्मनः )

सेव्य इतीतरा । इति शिक्षाचतुष्टयं सिद्धम् । एवं श्रीमदाचार्यचरणाः श्रीमत्प्रभुचरणेभ्यः शिक्षापत्रं दत्त्वा 'तृतीयोऽलोकगोचर' इति तृतीयाज्ञां साधयितुमाषाढशुक्लद्वितीयायां तृतीयायुक्तायामासुराणां व्यामोहाय गङ्गाप्रवेशं कृतवन्तः । तदा सर्वैस्तत्रत्यैरप्याग्निपुञ्जो जलान्निष्क्रम्य विहायसा गच्छन् स दृष्ट इति किल श्रूयते ।

सार्धश्लोकत्रयी शिक्षा श्रीमदाचार्यनिर्मिता ।
द्वारिकेशेन विवृता श्रीमद्गोस्वामितुष्टये ॥ १ ॥

इति श्रीमद्वल्लभाचार्यचरणरेणुधानिना श्रीमद्गोस्वामिद्वारिकेश्वरेण विरचिता शिक्षापद्यटीका संपूर्णाभवत् ।



श्रीकृष्णाय नमः

# श्रीशिक्षासार्धत्रयश्लोकी.

## श्रीद्वारिकेश्वरजीकृत टीकानो गुर्जरानुवाद.



श्रीमद्वल्लभपादाब्जद्वयं हृदि सुशीतलम् ।
निधाय शिक्षापद्यानि विवरिष्ये यथामति ॥ १ ॥

" અતિશીતલ શ્રીમદ્વલ્લભચરણકમલયુગ્મને હૃદયમાં ધારણ કરી યથામતિ શિક્ષાપદ્યનું વિવરણ કરીશ."

શ્રીદ્વારિકેશચરણ.

અત્ર એક આખ્યાયિકા છે. એક વખતે અડેલ ગામમાં શ્રીમદાચાર્યચરણને ત્રણ આજ્ઞા થયા પછી " જ્યારે કર્મના ફલરૂપ લોકમાં નરકરૂપતા સમજાતાં વૈરાગ્ય જ્યારે ઉત્પન્ન થાય ત્યારે અગ્નિ વિગેરેને ત્યજીને સંન્યસ્ત ગ્રહણ કરે." આ શ્લોકોકત પ્રકારે સકલશાસ્ત્રાવિરોધી ત્રિદણ્ડસંન્યાસ કરવાનો વિચાર કર્યો, આ સમયે પત્ની પાસે આજ્ઞા પુનઃ પુનઃ માગી છતાં પણ જ્યારે ના અર્પી ત્યારે આપે એક યુક્તિ કરી. સ્વકીય પર્ણશાલા સલગાવી મુકી, આ અગ્નિનો ઉપદ્રવ દેખી ભાર્યાએ કહ્યું કે " निर्गच्छत" "शीघ्रं निर्गच्छत" નિકલી જાઓ. જલદી નિકલી જાઓ. આ આજ્ઞારૂપીવચન સ્વીકારી આપશ્રી કમંડલુ કૌપીન લઇ સંવત્ ૧૫૮૭ જ્યેષ્ઠ કૃષ્ણ દશમીના દિને નિકલી ગયા, અગ્નિ પણ શાન્ત થયો. પુનઃ યથાવિધિ સંન્યાસ લઇને અડેલગામથી કાશીમાં પધાર્યા. આપશ્રીથી દેહ અને દેશના પરિત્યાગની આજ્ઞાનું પાલન નહિ થએલું તેથી પાક્ષિક દોષનો પરિહાર કરવાને એક માસ સુધી

અનશનવ્રત અને આઠ દિવસ મૌનવ્રત ધારણ કર્યું. આ સમયમાં શ્રીગોપીનાથજી અને શ્રીગુંસાઇજી સેવકો અને કુટુંબસહિત શ્રીમદાચાર્યચરણના દર્શનાર્થ અડેલ ગામમાંથી કાશીમાં પધાર્યા. શ્રીમદાચાર્યનાં દર્શન કરી વિનતિ કરી કે 'અમારૂં શું કર્તવ્ય' આ વિનતિના ઉત્તરમાં મૌનવ્રત ધારણ કરેલું હોવાથી સાડાત્રણ શ્લોક લખીને શ્રીપ્રભુચરણને આપ્યા. તે સાડાત્રણ શ્લોક **'શિક્ષાસાર્ધત્રયશ્લોકી'** આ નામથી પ્રસિદ્ધ છે, તેનું જ વિવરણ અત્ર કરીએ છીએ.

શ્રીમદાચાર્યચરણ શ્રીપ્રભુચરણને ઉદ્દેશીને નિજજનોને સ્વકીય અત્યન્ત ગુપ્ત સિદ્ધાન્ત શિખવવા ઉપદેશે છે.

यदा बहिर्मुखा यूयं भविष्यथ कथञ्चन ।
तदा कालप्रवाहस्था देहचित्तादयोऽप्युत ॥ १ ॥
सर्वथा भक्षयिष्यन्ति युष्मानिति मतिर्मम ॥

**ભાવાર્થ**—જ્યારે કોઇ પણ પ્રકારે તમે બહિર્મુખ થશો ત્યારે કાલ અને પ્રવાહમાં રહેલા દેહચિત્ત વિગેરે પણ તમારું ભક્ષણ કરશે. અર્થાત્ તમારા અલૌકિક દેહચિત્તાદિક લૌકિક થઈ જશે, માટે ભગવત્સન્મુખ રહેજો, એવો મારો અભિપ્રાય છે.

**વિવેચન**—

આ માર્ગમાં બહિર્મુખતા એ મુખ્ય દોષ છે. તે દોષ અનેક પ્રકારે થાય છે. પરન્તુ તે બહિર્મુખતા ઉત્પન્ન થવામાં મુખ્ય ચાર કારણ છે,

**૧. અન્યાશ્રય, ૨. અસમર્પિતવસ્તુભોગ, ૩. અસદાલાપ-વૃથાભાષણ, ૪. દુઃસંગ.** આ સર્વનો વિચાર કરી આપે આજ્ઞા કરી કે કોઇ પણ પ્રકારે જ્યારે તમે બહિર્મુખ થઇ જશો ત્યારે કાલ અને પ્રવાહમાં રહેલા દેહચિત્ત વિગેરે તમોને સર્વથા ભક્ષણ કરી જશે, આપ્રમાણે મારી મતિ-અભિપ્રાય-છે.

માટે તમારે ભગવત્સન્મુખ રહેવું, ભગવાન્થી વિમુખ ન થવું, આ પ્રથમ શિક્ષોપદેશ થયો. જો ભગવાન્થી વિમુખ થશો તો તેજ સમયે તમારૂં દેહચિત્તાદિક ભગવાનના ચરણામૃત અને ચરણકમલના રેણુથી ઉત્પન્ન થયેલું છતાં પણ કાલપ્રવાહસ્થ બની જશે, અને આ કાલપ્રવાહસ્થ થાય તે મહત્ બાધક છે, એ જ મારો અભિપ્રાય છે.

તમે કહેશો કે—"સેવા તો અમે કરીયે છીયે. તો તે સેવાથી સર્વ સિદ્ધ થઈ જશે. પુનઃ બહિર્મુખતાનો ભય નહિ રહે!" પરન્તુ તેમ ન માનશો. કારણ કે—

न लौकिकः प्रभुः कृष्णो मनुते नैव लौकिकम् ॥२॥
भावस्तत्राप्यस्मदीयः सर्वस्वश्चैहिकश्च सः ।

**ભાવાર્થ**:—ફલરૂપ શ્રીકૃષ્ણચન્દ્ર પ્રભુ લૌકિક નથી તે લૌકિકને નહિ માને. લૌકિકે–બહિર્મુખે–કરેલી સેવાને નહિ સ્વીકારે. અલૌકિક પ્રભુને પ્રસન્ન કરવામાં આપણો ભાવ જ સાધન છે. તે ભાવ "આ સર્વ ભગવાનનું છે. ભગવાન્ શ્રીકૃષ્ણ સર્વથી પર છે. આ લોકસંબંધિ અને પરલોકસંબંધિ સર્વ ભગવાનનું જ છે." આવો ભાવ હોવો જોઇએ. ૨.

**વિવેચનઃ—**

ફલરૂપ સર્વકરણ સમર્થ શ્રીકૃષ્ણચન્દ્ર પ્રભુ લૌકિક નથી, અલૌકિક શ્રીકૃષ્ણચન્દ્ર લૌકિક–બહિર્મુખતાથી કરેલું–સેવન નહિ સ્વીકારે. બહિર્મુખે કરેલી સેવાની તેમને જરા પણ અપેક્ષા નથી.

**પ્રશ્ન**.—ભાવસહિત સેવા કરીશું તો બહિર્મુખ નહિ થવાય.

**ઉત્તર**.—પણ તે ભાવ કેવો હોવો જોઇએ તે સમજાવું. ભાવયુક્ત સેવા કરવામાં પણ ભગવત્કૃપા સંપાદનકરનાર આપણો અલૌકિક ભાવ જ છે. લૌકિકભાવ કૃપાસંપાદન નથી કરી શકતો. પણ અલૌકિકભાવ કૃપા સંપાદન કરી શકે, તે ભાવ આ સર્વ

ભગવાનનું છે. ભગવાન્ શ્રીકૃષ્ણ સર્વથી પર છે. આ લોકસંબંધિ અને પરલોકસંબંધિ સર્વ વસ્તુ ભગવાન્ જ છે.

परलोकश्च तेनायं सर्वभावेन सर्वथा ॥ ૨ ॥

सेव्यः स एव गोपीशो विधास्यत्यखिलं हि नः ॥૨ ૧/૨॥

**ભાવાર્થ.**—પરલોક સ્વર્ગાદિ અને આ લોક પણ ભગવાનથી જ છે. આ–પ્રકટ થએલા–ગોપીશ સર્વાત્મભાવ પૂર્વક સેવવા. તે જ ગોપીશ આપણું સર્વ શરણાદિ આશ્રયપર્યન્ત ફલ સિદ્ધ કરશે.

**વિવેચન.**—

પરલોક–સ્વર્ગ વિગેરે–અને આ લોક પણ ભગવાનથી જ ઉત્પન્ન થએલ છે.

( આટલો ઉપદેશ થતાં જ શ્રીકૃષ્ણ પ્રકટ થયા તેમને દેખાડીને આપ કહેવા લાગ્યા. )

ઉપર જણાવ્યા મુજબ ભાવસહિત જો સેવા કરશો તો આ ભગવાન્ શરણથી આરંભી સ્વઆશ્રયસમ્પાદન પર્યન્ત સર્વ ફલ સિદ્ધ કરશે. આ સન્મુખ બિરાજેલા ભગવાન્ ગોપીશ છે. ગોપીજનોને જ્યારે મદ અને માન થયાં ત્યારે આપ તિરોધાન થઈ ગોપીજનોને નિર્બલ કર્યા. ગોપીજનોનાં મદમાન ઉતરી ગયાં, દીનતાથી રુદન કરવા લાગ્યાં, ત્યારે ભગવાને પ્રકટ થઈ ગોપીના ઈશ–પાલનાર–થયા. માટે મદમાન ત્યજી સર્વ પ્રકારે*–એકાદશસ્ક-

* મારી અમૃતરૂપ કથામાં શ્રદ્ધા, શ્રવણ કરેલાનું કીર્તન, સેવામાં નિષ્ઠા, સ્તુતિ–સ્તવન, સેવાદર, સાષ્ટાંગ દંડવત્, ભગવદીયસેવા, સર્વ પ્રાણીમાં ભગવદ્‌ભાવ, મદર્થ અંગચેષ્ટા, વાણીથી ગુણગાન, મનનો મારામાં નિરોધ, તે પણ સર્વકામનારહિત, મદર્થ ભોગનો સુખનો અર્થનો પરિત્યાગ, ઈષ્ટ, દત્ત હુત, જપ, વ્રત, તપ, સર્વ

ન્ધના 'શ્રદ્ધામૃત' શ્લોકોક્ત પ્રકારે–સર્વભાવથી–સર્વ પતિ-પુત્રાદિભાવથી વા સર્વ ઇન્દ્રિયભાવથી નિરોધલક્ષણમાં કહ્યા મુજબ ભાવભાવન અને ગુણગાન વડે ભગવાન્ શ્રીકૃષ્ણને સેવવા. કાયા-મનવાણીથી ભજવા. આવી રીતે સેવવાથી શરણાગત ભક્તોને આ ગોપીશ શરણથી આરંભી સ્વાશ્રયદાન પર્યંત અખિલ ફલ સિદ્ધ કરશે.

**સારાંશ**—આ પ્રમાણે ચાર શિક્ષા કરી.

**પ્રથમ શિક્ષા**—કદાપિ બહિર્મુખ ન થવું. સદા ભગવત્સન્મુખ રહેવું.

**દ્વિતીય શિક્ષા**—પ્રભુમાં લૌકિકભાવ ન કરવો.

**તૃતીય શિક્ષા**—ભાવ પણ લૌકિક નહિ પણ અસ્મદ્ભાવિત અલૌકિક જ રાખવો.

**ચતુર્થ શિક્ષા**—સર્વથા સર્વભાવથી સેવા કરવી.

આ પ્રમાણે શ્રીપ્રભુચરણને શ્રીઆચાર્યચરણે શિક્ષાપત્ર આપી તૃતીય લોક અપ્રસિદ્ધ આજ્ઞા- -સિદ્ધ કરવાને આષાઢ શુકલ દ્વિતીયા (તૃતીયાયુક્ત) ને દિને આસુરોને વ્યામોહ કરવા ગંગાપ્રવેશ કર્યો, તે સમયે ત્યાં હાજર રહેલા સર્વેએ જલમાંથી નિકલી આકાશમાં જતો એક અગ્નિપુંજ જોયો.

આ શ્રીઆચાર્યચરણે કથેલી 'સાર્ધશ્લોકત્રયી'નું શ્રીમદ્ગોસ્વામિવર્યોના સંતોષાર્થે શ્રીદ્વારિકેશજીએ વિવરણ કર્યું.

શિક્ષા સાર્ધશ્લોકત્રયી સમ્પૂર્ણ થઈ.

હવે ભગવાને પ્રકટ થઈ નીચેનો દોઢ શ્લોક કહ્યો.

मयि चेदस्ति विश्वासः श्रीगोपीजनवल्लभे ।
तदा कृतार्था यूयं हि शोचनीयं न कर्हिचित् ॥ १ ॥

---

મારેજ માટે કરે, આપ્રમાણે ધર્મોથી આત્મનિવેદની ભક્તોને મારામાં ભક્તિ થાય છે. પુનઃ તેને કયો પુરુષાર્થ અવશિષ્ટ રહે છે. ભા. સ્કં૦ ૧૧–૧૯–૨૦+૨૧+૨૨+૨૩+૨૪.

मुक्तिर्हित्वान्यथारूपं स्वरूपेण व्यवस्थितिः ॥१३॥

**ભાવાર્થ**—જો શ્રીગોપીજનવલ્લભ એવા મારામાં વિશ્વાસ છે તો જરુર તમે કૃતાર્થ છો. તમારા અર્થ–પુરુષાર્થ–સર્વસિધ્ધ છે. કંઈપણ શોચનીય–શોચ કરવાનું–નથી. અર્થાત્ મારામાં દઢવિશ્વાસ એ જ સર્વ સિધ્ધ કરશે.

અન્યથારૂપનો–અષ્ટાવિંશતિ તત્ત્વરૂપનો–ત્યાગ કરીને નિર્વિષય-રૂપે જીવ સ્થિતિ કરે તેનું નામ મુક્તિ છે. ૧.

શ્રીદ્વારિકેશજીકૃત ટીકામાં શિક્ષાસાર્ધત્રયશ્લોકીનો અનુવાદ અને ભગવદુક્ત સાર્ધશ્લોકનો અનુવાદ સમાપ્ત થયો.

---

श्रीमन्महानुभवश्रीहरिरायचरणकृत-

* श्रीबहिर्मुखत्वनिरूपणम् ।

——:*:——

धने गृहे यदासक्ताः सेवकाः सम्भवन्ति हि ।
लाभपूजार्थयत्नाश्च तदा स्यात् कुपितो हरिः ॥ १ ॥

**भावार्थ**—ज्यारे सेवक धन मेळववामां अने गृह–कुटुम्बमां–ज आसक्त थइ जाय लाभार्थ अने पोताने पूजाववा माटे प्रयास करनारा थाय, त्यारे भगवान् तेना उपर कोपायमान थाय छे. अर्थात् सेवक बहिर्मुख थाय छे.

भक्तिमार्गं परित्यज्य शिश्नोदरकृतोद्यमः ।
आसुरावेशिना दासास्तदादास्यं भवेद्धरेः ॥२॥

---

* शिक्षाश्लोकोने अनुसरनारा तेम ज शिक्षाश्लोकोना भावार्थना पोषक होवाथी आ श्रीहरिरायजीकृत बहिर्मुखत्वनिरूपण अने बहिर्मुखत्वनिवृत्ति आ बे ग्रन्थो अत्र आपवा योग्य लाग्या छे.

भावार्थ—ज्यारे दासो भक्तिमार्गनो त्याग करीने जननेन्द्रिय अने उदर माटे ज उद्यम करनारा आसुरावेशी बने त्यारे हरि ते बहिर्मुख दासोथी उदासीन थाय छे, अर्थात् सेवक बहिर्मुख थाय छे. २

अहङ्कारेण कुर्वन्ति यदा महदतिक्रमम् ।
निजा अपि तदा कृष्णः कुप्यति स्वजनप्रियः ॥३॥

भावार्थ—पोताना थइने पण जे दासो भगवदीयनो तिरस्कार करे त्यारे भक्तजनप्रिय भगवान् ते दासो पर कोपे छे. अर्थात् सेवक बहिर्मुख थाय छे. ३

यदा महत्कुलोद्भूतास्त्यजन्ति कुलगां गतिम् ।
तदा तु तत्कुलस्वामी क्रोधमेति न संशयः ॥४॥

भावार्थ—ज्यारे महान्—वैष्णव—कुलमां उत्पन्न थएला वैष्णवो स्वकुलनी योग्य वैष्णवी पद्धतिनो त्याग करी दे त्यारे वैष्णवकुलना स्वामी श्रीकृष्णचन्द्र तेना उपर रोष करे छे. अर्थात् सेवक बहिर्मुख थाय छे.

अन्विष्यतां हि सर्वत्र न क्वापि सुपथस्थितिः ।
न वा निजाचार्यनिष्ठा न वा दैन्यं हरेः पदम् ॥५॥
न वा तद्वाक्यपरता न वैराग्यं तथाविधम् ।
न यथा लाभसन्तोषः कथं कृष्णः प्रसीदति ॥६॥
इति श्रीहरिदासोदितं बहिर्मुखत्वनिरूपणं सम्पूर्णम् ॥

भावार्थ—सर्वस्थले तपासो तो समजाशे के सन्मार्गमां स्थिति नहि होय, श्रीमदाचार्य चरणमां निष्ठा—श्रद्धा—नहि होय, दैन्य नहि होय के हरिना स्थानमां स्थिति नहि होय ॥५॥ श्रीमदाचार्यचरणे जे हितवचन कह्यां छे तेमां श्रद्धा नहि होय, तेम ज भक्तिमार्गोचित वैराग्य नहि होय, जे लाभ मले तेनाथी सन्तोष नहि होय, तो पछी भगवान्

श्रीकृष्ण शी रीते प्रसन्न थाय. पूर्वोक्त कंइ पण सेवकमां ना होय तो जरुर बहिर्मुख थइ जवाय छे.

श्रीहरिरायजी विरचित बहिर्मुखत्वनिरूपण समाप्त.

---

## श्रीमन्महानुभावश्रीहरिरायचरणविरचित-
## बहिर्मुखत्वनिवृत्तिः ।

—:*:—

निजाचार्यपदाम्भोजं स्थाप्यतां सततं हृदि ।
तत एव तदीयानां सकलं सिद्ध्यति हि ॥१॥

**भावार्थ**—जो बहिर्मुखतानी निवृत्ति करवी होय तो श्रीमदाचार्यना चरणकमलनुं हृदयमां स्थापन करो, तेनाथी भगवदीयोनुं सर्व सिद्ध थइ जाय छे. १

सङ्गः सतामेव सदा विधेयो नासतां क्वचित् ।
सत्सङ्गतो हरौ बुद्धिरसत्सङ्गाद्गृहादिषु ॥२॥
असन्तस्तु विजातीया मतिमन्तो निजा अपि ।
सन्तो हरौ रतियुता उदासीनास्तदाश्रिताः ॥३॥

**भावार्थः**—जो बहिर्मुखतानिवृत्ति करवी होय तो सज्जनोनो—भगवदीयोनो—ज संग करवो, सत्संग करवाथी हरिमां बुद्धि थशे, ज्यारे असत्संग करवाथी गृहमां आसक्ति थशे २. जेमनाथी दुःसंग थाय एवा असन्मनुष्यो वैष्णव होय बुद्धिमान होय छतां पण विजातीय जाणवा. जे सज्जनो—भगवदीयो—सत्संग करवा लायक होय छे, ते भगवान्मां प्रीतिवाला वैराग्यवाळा अने श्रीमदाचार्यचरणमां दृढाश्रयवाला होय छे, तेमनो ज संग करवो. २--३

स्वमार्गीयः परो धर्मो हरिसेवा निरन्तरम् ।
फलरूपतया ज्ञात्वा विधेया मनआदिभिः ॥४॥

**भावार्थ**—निरन्तर हरिसेवा करवी ए ज स्वमार्गीय मुख्य धर्म छे, ते ज सेवा साधनबुद्धिथी नहि पण फलबुद्धिथी मन विगेरे सर्व इन्द्रियो प्रभुमां योजीने करवी. ४

**सदानुसंहतिः कार्या निवेदनकृतेरपि ॥**
**सद्भिः सह ततः कृष्णः क्षणान्तं हृदयं विशेत् ॥५॥**

**भावार्थः**—निवेदन करीने पण सदैव निवेदननुं स्मरण कर्या करवुं. भवदीयोनी साथे वारंवार निवेदननुं स्मरण करवाथी क्षणमां ज प्रभु हृदयमां प्रकटे छे. ॥५॥

**श्रीभागवतभावार्थश्रवणं कीर्तनं तथा ।**
**स्मरणं वा सदा कार्यं बाहिर्मुख्यनिवृत्तये ॥६॥**
**इति श्रीहरिदासोदिता बाहिर्मुख्यनिवृत्तिः समाप्ता ।**

**भावार्थ**—श्रीसुबोधिनीजीना अनुसार भागवतनो भावार्थ सदा श्रवण करवो तेनुं ज कीर्तन करवुं अने सदा स्मरण करवुं तेनाथी जरूर बहिर्मुखता निवृत्त थशे.

इति श्रीहरिरायचरणविरचित बहिर्मुख्यत्वनिवृत्ति सम्पूर्ण थइ.



## उपकारस्मरण.

श्रीमद्गोस्वामी श्रीगोकुलनाथजी महाराज तरफथी बे प्रति मळी हती ते उपकार केम भूलाय.

आ ग्रन्थनी प्रति सुरदास दामोदरदासे पोरबन्दरमां आपी, ते वैष्णवजनसमाजनी परम सेवा बजावी कहेवाय. भगवत्शास्त्रनिष्णात शास्त्रीजी मग्नलालभाइनी सूचनादिकथी उपकृत छीए. तेलीवाला मूलचन्दभाइए पण टीकाप्रति अर्पी तेथी तदुपकृत छीए.

**शास्त्री चीमनलाल हरिशङ्कर, साहित्यभूषण, शुद्धाद्वैतरत्न.**

**शास्त्री हरिकृष्ण वीरजीभाई, शुद्धाद्वैतविशारद.**

लाधाभाइ माणकचन्द राणावावस्थना भगवत्स्मरण.



मुद्रकः—लक्ष्मण भाऊराव कोकाटे, हनुमान प्रेस,

१००, सदाशिव पेठ, पुणें.